ॐ શ્રી

# મોહક મહિલા

## નાટકનાં ગાયનો.

લેખક-

રા. જયાશંકર વાઘજીભાઈ વ્યાસ

(જામનગર)

પ્રકાશક-

બાપુલાલ બી. નાયક.

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક

કોરોનેશન થીએટર—મુંબઇ.

આવૃત્તિ ૧ લી    પ્રત ૩૦૦૦



વિ. સં. ૧૯૮૪    ઈ. સ. ૧૯૨૮

મૂલ્ય ૦-૪-૦

# મુખ્ય પાત્રો.



## પુરૂષ પાત્રો.

જહાંગીર..........દિલ્હીનો બાદશાહ.
મહોબતખાન........બાદશાહનો સેનાપતિ–મેવાડના રાણાનો પિત્રાઈ.

| | | |
|---|---|---|
| ખુશરૂ<br>શાહજહાં<br>શાહેરીઆર | } | .......જહાંગીરના શાહજાદા. |

શેરઅફઘાન........મહેરૂન્નિસાનો પતિ, લયલાનો પિતા.
આસફ..........મહેરૂન્નિસાનો ભાઈ.
સગરસિંહ.........મેવાડના મહારાણા.
ગર્ધવરાજ......રાજ્યનો જૂનો નોકર, વર્ષાસનખાનાર નવો વેપારી.
અર્જુન......ગર્ધવરાજનો વારસ ભત્રીજો.
ઘેલોકુંભાર......ગર્ધવરાજનો નોકર.

તે સિવાય દરબારીઓ, મુગલ સિપાહીઓ, વગેરે.



## સ્ત્રી પાત્રો.



રેવારાણી......જહાંગીરની મહારાણી.

મહેરૂન્નિસા....જહાંગીરનું પ્રેમપાત્ર, શેરઅફઘાનની પત્ની.
પાછળથી જહાંગીરની નૂરજહાન બેગમ.

લયલા.......શેરઅફઘાનની બેટી. (મહેરૂન્નિસાની પુત્રી)

દીવાળી............અર્જુનની દિલદાર.

રૂપાળી..............ઘેલાની સ્ત્રી.

તે સિવાય સાહેલીઓ, દાસીઓ, વારાંગનાઓ વગેરે.



ૐ શ્રી

# મોહક મહિલા.

## મંગલાચરણ—ઈશ્વરસ્તુતી

### પ્રવેશ ૧ લો.

### સ્થળ—જહાંગીરનો મહેલ.

જહાંગીર મહેરૂન્નિસાના પ્રેમમાં પીડાય છે. તેની ગમગીની દૂર કરવા તેના સ્નેહી મંડળના ઉપચારો, છેવટે મહેરૂન્નિસાને જેમ બને તેમ જલદી લાવવાનો નિશ્ચય પાછળથી પોતાના પ્રાણ લેવાની ખટપટ કરનાર માટે શાહજાદા ખુશરૂનો ન્યાય. તેને સખ્ત સજા. સેનાપતિ મહોબત ખાનની યાચનાથી સજામાં સુધારો.

---

### પ્રવેશ ૨ જો.

### સ્થળ—શેરઅફ્ગાનનું ઘર.

લયલા અને સખીઓનો વિનોદ. મહેરૂન્નિસા અને શેર અફ્ઘાનની જીવનમર્ણની સમશ્યા. પાછળથી બાદશાહી માણસોએ શેરઅફ્ઘાનનું ખૂન કરી, મહેરૂન્નિસા અને લયલાને આગ્રે લઈ જવાં.

---

### પ્રવેશ ૩ જો.

### સ્થળ—રસ્તો.

સંકેત મુજબ અર્જુન પોતાની દિલદાર દીવાળીને મળવા આવે છે. પણ એના બુઢ્ઢા કાકાને આવતો જોઈ ગભરાય છે. રંગમાં ભંગ પડાવનાર બુઢ્ઢા કાકાને મોકલી

દેવા યુક્તિ રચે છે. પનિહારી દીવાળીને જોઇ બુઢ્ઢા કાકાની ડાગળી ચશ્કે છે, તેને અર્જુન અને દીવાળી બન્ને મળી એની મીલ્કત ધુતી લેવા બુઢ્ઢા કાકાને પરણાવવાની તૈયારી કરે છે. લંપટ બુઢ્ઢો છેતરાય છે.

---

### પ્રવેશ ૪ થો.

### સ્થળ—બાદશાહી મહેલ.

લયલાનો માને ઠપકો. મહેરૂન્નિસાની સંમતી મેળવી છુટકારાની રજા માટે લયલાએ મહારાણી રેવા પાસે જવું. રેવારાણીએ આવી મહેરૂન્નિસાની મરજી જાણવી. અને તેને છુટી કરવા બાદશાહ પાસે જવું. પાછળથી મહેરૂન્નિસાના ભાઈનું આવવું. ભાઇની વાતચીતથી મહેરૂન્નિસાએ પોતાના નિશ્ચયથી ડગવું અને સર્વ વાત ભાવી ઉપર છોડી છેલ્લો નિર્ણય કરવા જહાંગીર પાસે જવું.

---

### પ્રવેશ ૫ મો.

### સ્થળ—જહાંગીરનો મહેલ.

પૂર્વના પ્રેમી જોડાનો મેળાપ, મહેરૂન્નિસાના ઘવાયેલા હ્રુદયના ઉદ્ગારો. જહાંગીરની પ્રેમઘેલછા. પ્રથમ બેઠેલા હ્રુદય પર પ્રેમના પાકા રંગનો પ્રકાશ. ભવિષ્યમાં હાની થવાની મહેરૂન્નિસાને ચિંતા. તેને સદાને માટે નિર્ભય કરવા, જહાંગીરે પ્રેમના માટે મહેરૂન્નિસાને સત્તાનું બલિદાન આપવું. આ બનાવથી લયલાના મનનો ખેદ.

શહેરીઆરના નિર્મળ અંતઃકરણ અને નિર્દોષ સ્વભાવ ઉપર લયલાનું આકર્ષણ. શહેરીઆરનો લયલા ઉપર પ્રેમ અને લયલાની શહેરીઆર ઉપર દયા.

---

પ્રવેશ ૬ઠ્ઠો.

**સ્થળ—બાદશાહી બાગ.**

લગ્ન થયા પછી જહાંગીરે મહેરૂન્નિસાનું નામ "નૂરજહાન" રાખવું. ન્યાય ઘંટ. (ગમે તે વખતે પ્રજાની ફરીયાદ સાંભળી દાદ આપવા માટે જહાંગીરે ન્યાય ઘંટ રાખ્યો છે) તે ઘંટનો અવાજ સાંભળી ફરિયાદ સાંભળવા જહાંગીરનું જવું. નૂરજહાનને લયલાનો તિરસ્કાર લયલાને જહાંગીરની ધમકી બહાદુર બાપની બહાદુર બેટીની નિડરતા. જહાંગીરે ઉશ્કેરાઈ તેના પર ગોળી છોડવી. વચ્ચે દાસી આવી જવાથી તેનું મૃત્યુ અને લયલાનું બચી જવું.

ટેબ્લો.

# અંક ૨ જો

---

પ્રવેશ ૧લો.

**સ્થળ—જંગલ.**

દક્ષિણની લડાઇમાં નૂરજહાનની શીખવણીથી બન્દર રાજા રેવારાણીના પુત્ર ખુશરૂનું ખૂન કરેછે.

### પ્રવેશ ૨જો.

## સ્થળ—બાદશાહી મહેલ.

ખુશરૂના ખૂન માટે શાહજહાનનો ન્યાય કરવા નૂરજહાન જહાંગીરને ઉશ્કેરેલ છે. ખુશરૂના મૃત્યુ માટે તેની માતા રેવારાણીનું રૂદન. નૂરજહાનને તેની કૃતઘ્નતા માટે લયલાનો ઠપકો. પાછળથી શહેરીઆરના નિર્દોષ અને રસિક જીવન ઉપર લયલાનો પ્રેમ.

---

### પ્રવેશ ૩જો.

## સ્થળ—મેવાડમાં રાણાજીનો મહેલ.

ખુશરૂના ખૂનનો આરોપ નૂરજહાને શાહજહાન ઉપર મૂકવાથી ઉશ્કેરાઇ રનૂજહાન ઉપર વેર લેવા શાહજહાં દિલ્હી ઉપર ચડાઈ લાવે છે. મહોબતખાન તેને હરાવે છે, તેથી શાહજહાં નાશી મેવાડ આવી રાણાજીના આશ્રયમાં રહેલ છે, મહોબતખાન બાદશાહ પાસેથી અભય વચન મેળવી; દૂત સાથે પત્ર મોકલી શાહજહાંને આગ્રે બોલાવે છે. શાહજહાંનું આગ્રા તરફ પ્રયાણ.

---

### પ્રવેશ ૪થો.

## સ્થળ—ખાનગી દરબાર.

શાહજહાંનો ન્યાય. નૂરજહાંનો પ્રપંચ. શાહજહાંએ નૂરજહાનનો તિરસ્કાર કરવો. નૂરજહાનનું ઉશ્કેરાવું. મહોબતખાને બાદશાહને અભય વચનની યાદી આપી શાહજહાંનો પક્ષ કરવો. મહોબતખાનને પકડવા નૂરજહાનનો હુકમ. તે હુકમનો અનાદર. ખુશરૂના ખૂન કરાવવાના અપરાધ માટે લયલાએ નૂરજહાનને જાહેર કરવી. બાદશાહે ખુલાસો માગવો. નૂરજહાનનું સ્ત્રીચરિત્ર.

---

### પ્રવેશ ૫મો

### સ્થળ—દીવાળીનું ઘર.

ઘેલા કુંભારને અર્જુન બનાવે છે કે તારી બાયડી ઉપર મારો બુઢ્ઢા કાકો આશક પડયો છે. માટે તારૂં ખૂન કરી તેને પરણી જવાનો છે. અને તેનાથી બચવા કુંભારને બાયડીનો પોશાક પહેરાવી કોથળામાં પૂરે છે. દીવાળી રૂપાળીને બનાવે છે, કે તારો ધણી પૈસા લઇને તને બુઢ્ઢા કાકા સાથે પરણાવે છે. ને પોતે નવી બાયડી લાવ્યો છે તેને કોથળામાં પુરી છે. રૂપાળી ઉશ્કેરાય છે, અને બુઢ્ઢાને અને કોથળામાં પુરાએલ પોતાની શોકયને મારવાનો ઠરાવ કરે છે. સંકેત મુજબ બુઢ્ઢા કાકા દીવાળીને પરણવા આવે છે, યુક્તિથી બુઢ્ઢાને હાથે દીવાળીને અર્જુન પરણી જાય છે. બુઢ્ઢા ઘેલો કુભાર અને રૂપાળી ત્રણે ભેદભરમાં કુટાય છે. અને અર્જુન સફાઈથી કાકાના વારસાનો દસ્તાવેજ લઇ લે છે. છેવટે દીવાળી ભેદ ભાગે છે. દીવાળી ખુલ્લી થાય છે. બુઢ્ઢો કાકો ઉશ્કેરાય છે, કાકાને બધા બનાવે છે.

---

### પ્રવેશ ૬ઠ્ઠો

### સ્થળ—બાદશાહી મહેલ.

મહોબતખાનને સેનાપતિના પદ ઉપરથી ભ્રષ્ટ કરવા અને બંગાળાનો સુબો નીમવા નૂરજહાન રૂકકો મોકલે છે. રેવારાણીના મૃત્યુના સમાચાર સાંભળી જહાંગીરની દિલગીરી.

---

### પ્રવેશ ૭મો

### સ્થળ—મેવાડમાં રાણાનું ઉદ્યાન.

મહોબતખાનને બંગાળાના સુબાના પદથી ઉતારી નૂરજહાને તેને વહીવટદાર તરીકે નીમવાથી મહોબતખાન

ખુલાસા માટે બાદશાહ પાસે ગયેલ પણ નૂરજહાને બાદશાહની મુલાકાત નહીં લેવા દેવાથી ઉશ્કેરાઇ રાણાજી પાસે મદદ માટે આવે છે અને પાંચ હજાર સ્વાર લઈ દિલ્હી તરફ જાય છે.

---

### પ્રવેશ ૮મો.

### સ્થળ—લડાઇનું મેદાન.

મુગલ સૈન્ય મહોબતખાન સામે લડવાને ના હિંમત થાય છે. નૂરજહાન તેમને ઉશ્કેરી લડવા મોકલે છે. મહોબતખાન મુગલ સૈન્યને પોતાના પક્ષમાં મેળવી લે છે. સમય સમજી નૂરજહાન જહાંગીર સાથે શહેરમાં દાખલ થવા નાસે છે. પણ અકસ્માત ઝાડની ડાળીઓ તૂટી પડવાથી તેમનો માર્ગ રોકાઇ જાય છે. મહોબતખાન લશ્કર સાથે આવી તેમને ઘેરી લે છે.

## અંક ૩ જો

---

### પ્રવેશ ૧લો.

### સ્થળ—છાવણી.

લડાઈમાં પોતાને કબજે કરેલા જહાંગીર પાસે મહોબતખાને નૂરજહાનના અપરાધ માટે તેના મૃત્યુ લેખ ઉપર સહી કરાવવી, નૂરજહાનનું આવવું. પ્રેમની પ્રબળતા, જહાંગીરે પરવશ થઇ મહોબતખાન પાસે નૂરજહાનના જીવનની ભિક્ષા માગવી, મહોબતખાનની ઉદારતા અને વફાદારી, સમશેર શાહને સોંપી મેવાડ તરફ વીદાય થવું.

---

## પ્રવેશ ૨જો.

## સ્થળ—અર્જુનનું ઘર

બૈરી ઉપરના અવિશ્વાસથી તેમજ કાકાની ધાસ્તીથી અર્જુન દીવાળીને પેટીમાં પુરી રાખે છે. ઘરનું કામકાજ બધું પોતેજ કરે છે. અર્જુન રાંધવા બેસે છે, ત્યાં બુઢ્ઢો કાકો એક ચોરની સાથે આવી અર્જુને ધૂતી લીધેલા રૂપીઆને ઘરેણાં આ પેટીમાં રાખ્યા છે, તે પાછા મેળવવા ચોરને મોકલે છે. બુઢ્ઢો કાકો ઘરની બહાર છૂપાઈ જાય છે. ચોર પેટી ઉઘાડે છે. પેટીમાંથી દીવાળી નીકળે છે, તેને ફોસલાવી દિવાળી ચોરને પેટીમાં પુરી દે છે. પોતે પેટી પાછળ છુપાય છે. અર્જુન રસોઇ તૈયાર કરી દીવાળીને બોલાવવા આવે છે. પેટીમાં દીવાળીને બદલે ચોરને જોઇ અર્જુન ભડકે છે. ચોર બારી કુદી ન્હાસી જાય છે. અર્જુન તેની પાછળ પડે છે. ચોરની ખબર કાઢવા બુઢ્ઢો કાકો આવે છે દીવાળી તેને બનાવી સાડી ઓઢાડી પેટીમાં પુરી દે છે. ચોર હાથ નહિ લાગવાથી અર્જુન ખીજાતો આવે છે. અને પેટીમાં સાડી ઓઢેલા બુઢ્ઢા કાકાને જોઈ તાજુબ થાય છે બુઢ્ઢો કાકો ખુલ્લો થતાં તેને પકડાવવા અર્જુન સિપાહીને બોલાવે છે. સિપાહીના વેષમાં દીવાળી આવે છે. કાકાને હવેથી સ્ત્રીના ફંદામાં નહિ ફસવા અને ભક્તિ કરવાનું વચન લઈ છોડી દે છે. ને અર્જુનને સ્ત્રી ઉપર વિશ્વાસ રાખી પ્રેમથી વધાવવાનું વચન લઈ દીવાળી જાહેર થાય છે. પ્રેમી જોડાનો આનંદ.

---

### પ્રવેશ ૩ જો
## સ્થળ—મેવાડમાં શાહજહાંનું મકાન.

રાણાજી પાસે મહોબતખાનનું સંસાર ત્યાગ કરી ફકીરની કફની ધારણ કરી આવવું. શાહજહાંનો પોતાના પિતાના મૃત્યુથી શોક, મહોબતખાન અને આસફ શાહજહાંને તખ્તનશીન કરવા દિલ્હી લઇ જાય છે ઉપકારવશ શાહજહાંના હિંદુરાણા પ્રત્યે ઉદ્ગાર. બન્નેના શુદ્ધ સ્નેહની યાદગીરી.

### પ્રવેશ ૪ થો
## સ્થળ—નૂરજહાનનો મહેલ.

જહાંગીરના મરણથી નિરાશ થયેલી નૂરજહાન પોતાની સતા કાયમ રાખવા ભોળા શહેરીઆરને તખ્તનશીન થવા સમજાવે છે. લયલા નૂરજહાનની કપટ જાળમાંથી શહેરીઆરને બચાવે છે. નૂરજહાનની અત્યંત નિરાશા અને પડતીનું દ્રશ્ય.

### પ્રવેશ ૫ મો
## સ્થળ—જંગલ.

દુસ્મનોએ શહેરીઆરની આંખો ફોડી નાંખી છે. લયલા શહેરીઆરને અંતર ચક્ષુથી અલૌકિક પ્રેમદર્શન કરાવે છે. સઘળે સ્થળેથી પાછી પડી પ્રપંચનું ફળ પામી, પોતાનાં કૃત્યોનો પસ્તાવો કરતી દીવાની થઇ ગયેલી નૂરજહાનની દુર્દશા, લયલાની દયા. લયલા તેને દિલાસો આપે છે. નૂરજહાનની દુર્દશા ઉપર દયા લાવી તેને સાહ્ય આપવા મહોબતખાન શાહજહાંને ભલામણ કરે છે. ભલા અને દયાળુ શાહજહાંની ઉદારતા અને ઉચ્ચવૃત્તિ. સીન ટ્રાન્સફર.

### પ્રવેશ ૬ ઠો
## સ્થળ—દિલ્હી દરબાર.

શાહજહાંને તાજપોષી, નાચરંગ—આનંદ.

॥ श्री गणेशाय नमः ॥

# મોહક મહિલા

## મંગલાચરણ

બાળાઓ—

વંદુ રમાપતિ રામ રઘુવર
દીન બંધુજન અસુર નિકંદન
વિઘ્ન વિનાશનહાર સર્વદા —વંદુ૦
આ જન ને વિભુ પદની આશ સદાની છે
છે લાજ તમારે હાથ અમારી
વિઘ્ન વિનાશનહાર સર્વદા —વંદુ૦

———

બાળાઓ— ૨

કરો સ્નેહીજનોને સ્હાય, શ્રી યદુરાય શ્યામ મુરારિ
અરજ અમારી, અંતર ધારી
નદી ઉદધિ સંયોગ સદા સ્થિર થાય એજ ઉપાય
કરો ગિરધારી—કરો૦
પ્યારી વેલી પીયુ તરૂને વળગી, થાય કદી ના અળગી
સ્નેહ સુધારસ વારિ, કરો સીંચન વનમાળી
સુખ શાન્તિનાં ફળ તેમાં પ્રગટાય હૃદય હરખાય,
શ્યામ મુરારિ—કરો૦

———

કંચનીઓ— ૩

પીયો રસ પ્રેમકી યે પ્યાલી, નિરાલી, મતવાલી
જો પીયે એક બાર તો હરસૂ દીખે હરિયાલી—પીયો૦
જામ જગાવે જીગરમે, જંગ જોર કા જોશ;
દૂર કરે દિલકા સભી, દમ ભરમે અફસોસ.
જરા તો લો જનાબે આલી, જમાને ચેહેરે પેયે લાલી
પ્યાલી કરો ઝટ ખાલી, ઈસ્મે ઉગે ઉજીયાલી—પીયો૦

---

લયલા }
સાહેલીઓ }— ૪

શોભે વસંત કેવો બાગમાં
ટહુકે સૂર, શોર કોકિલા તણો રંગરાગમાં
સુમન વસંતના સુવાસમાં, વનિતા વિકસે વિલાસમાં
સરિતા કૂપ વાપી છે વસંતરાજના રાજમાં—શોભે૦
જળ સ્થળ નભ સર્વત્ર છે, ઋતુ વસંતનું રાજ;
કામ કારભારી થયો, રૈયત સ્નેહી સમાજ.
પીયુ ચિત્તચોર એ સમાજમાં, આવીને આ વસંત તાજમાં
ચતુરા ચિત્ત ને તે કયાંઇ ચોરે નાં વસી આંખમાં—શોભે૦

---

સાહેલીઓ— ૫

ખીલી જોબનની કેવી બહાર છે
જાણે રંભા તણો અવતાર છે

લયલા—આ શી ચાલ છે ? શી ધમાલ છે ?

સાહેલીઓ—નેણુ કારી કટારીની ધાર છે, મારનાર છે
ચાલ ગજની મદમાતી ગુલાબી છે ગાલ
હઈયે રૂડા શણુગાર છે —ખીલી૦
પ્રેમ પોથીથી શીખ્યા જે ભાવો
કોઈ પ્રેમી સામે પ્રગટાવો

લયલા—હું તો હારી, થા ન્યારી
સાહેલીઓ—શી તારી, ખુમારી, જાઉં વારી —ઓલી૦
મહેરૂન્નિસા— ૬
અરે મન છોડી દઇ પૂર્વ પ્રીતમની ધૂન
ભજ તું હવે જે નેહે વર્યા છે —અરે૦
વિનષ્ટ થયો તરૂ તેથી હવે તો
ફળ તણી આશ વૃથા છે —અરે૦

---

દીવાળી— ૭
બહેડાંનો ભાર ઘણો લાગે હોરાજ
જરા ધીરેથી બેઠલું ઉતારજો
મારા હૈયામાં ભાર ઘણો પ્રેમનો હોરાજ
જરા આઘેથી બોલ મીઠા બોલજો —બહેડાં૦
જમનાના જલમાં તો ચમકે તારલીયા
સુના છે પથ મારા પ્રીતના
થાકયાં છે અંગ મારા પિયુની શોધમાં
ફાલ્યા ન ફાલ મારા પ્રેમના —હોરાજ૦
ટહુકે કોયલડી ને અંગે કાંઇ થાય છે
વીંધાય અંગ બાણે બાણે કારમા
પિયુ પિયુ હુંતો પ્રેમે પોકારતી
પિયુ સમજે ન કંઇ સાનમાં —હોરાજ૦
દીવાળી— ૮
રસીક રાજ ચાલો રસીલા રંગ મ્હાલો
રસીલા રંગ મ્હાલી પીઓને પ્રેમ પ્યાલી—રસીલા૦
ગર્ધવ—ઘોડે બેસી આવું હું તો થઇને જમાઈ
અર્જુન—મસાણના લાકડાં લાવજોને ભાઈ
દીવાળી—પ્રીતિમાંયે ગધેડાંની આપજો કમાઇ—રસીલા૦
લટકા મટકા કરતા જાઓ જાન લઇને આવો
અર્જુન—પોક મૂકીને રોજો જો આ સુંદર નાર ગુમાવો—રસીલા૦

મહેરૂન્નિસા— ૯

નવ થાયે વશ કોથી વિકારો મનનાં
વાસને લોભે મધુકર જીવન, આપે પંકજમાં—નવ૦
તેમજ મેં પણ મનવશ થઇ રજ, નાંખી જીવતરમાં-નવ૦

———

મહેરૂન્નિસા— ૧૦

પ્રગટી પ્રીતિ હતી જે તેને ન્યારી કરી
ધરીશ હૈયે હું તો નખી, પરાણે મનને વશ કરી
બનીશ ના કોની સહચરી —પ્રગટી૦
છે એજ છેલ્લી પ્રાર્થના દિલદારની દિલદારને
હું પ્રેમ અગ્નિમાં બળી છોડું કદી સંસારને
તો લાશ મુજ વીંટી કફનમાં, કબ્રમાં દફનાવજો
તે કબ્રપર બાળી દીવો, આંખેથી આંસુ ઢાળજો—પરાણે૦

———

લયલા— ૧૧

નિહાળી દુઃખ મારૂં આપ દુઃખ વાટે વિચરશોમાં
વિધિ વિપરીત વનિતાને વરી વિપત્તિને વરશોમાં
ભલે સંતાપના તાપે બળે આ બાગ બુલબુલનો
એ તાપો ઠારવાને આપ-નેણે નીર ભરશોમાં—નિહાળી૦
સરી સુખ સીડીયોથી હું ડુબુ દુઃખ સિંધુમાં આવી
પરંતુ તારવા મુજને તમે ઉંડા ઉતરશોમાં—નિહાળી૦

———

# અંક ૨ જો.



લયલા— ૧૨

જેના કર્મે તમે આવ્યાં અતિ જાહોજલાલીમાં
મૂક્યાં તેને તમે તો પાયમાલીમાં.
તમને જેણે પાયું અમી, તેનેજ વિષ આપ્યું તમે
જે તરૂવરે છાયા કરી, તેનેજ હા કાપ્યું તમે.
જેણે તમારા માર્ગમાં, સુખ સાધનો લાવી ધર્યાં
તેનાજ જીવન માર્ગમાં કંટક તમે તો પાથર્યાં
પીયોછો શત્રુતાનું ઝેર, નાંખી પ્રેમ પ્યાલીમાં
હજી પણ છે વખત જાલિમ મટી તું થા દયાળીમા—જેના૦



લયલા— ૧૩

મુશ્કરાતે જાતે હયં કુછ મુસે ફરમાનેકે બાદ
બીજલીયાં ચમકા રહે હયં ફુલ બરસાનેકે બાદ
ગુલ ચહડાયેંગે લહેદ પર જીસેં યે ઉમ્મીદથી
વોહી પત્થર રખ ગયે સીને પે દફનાનેકે બાદ
અય બુતો અચ્છા નહિ હય દિલ કીસીકા તોડના
કૌન પુછેગા તુંમે એ હુસ્ન ઢલજાનેકે બાદ
કયા ખુશામત હો રહીથી દિલકે લેનેકે લીયે
કયસી આંખે ફેરલી મતલબ નીકલ જાનેકે બાદ—મુશ્ક૦



કંચનીઓ— ૧૪

આઇ હુઇ આશકકી તબીયત નહીં જાતી
આતી હયે તો ફીર આકે કયા મત નહીં જાતી
સર જાતા હયે સરસે તેરા સૌદા નહીં જાતા
દિલ જાતા હયે દિલસે તેરી ઉલફત નહીં જાતી
ફરહાદકે મરકદસે યે આતી હયે સદાયે
બરબાદ કીસી શખ્સકી મહેનત નહીં જાતી

અર્જુન— ૧૫

અરે બુઢ્ઢાઓ બેલ આવો છોડી દે ફેલ
નહીં ઘડપણમાં બુદ્ધિ બગાડવી.
તમે માળા લ્યો આમ હવે ભજો રામ નામ
નહીં ધોળામાં ધુળ આ લગાડવી.

દીવાળી—ઘરડા છો બાપા તમે હું નાનકડી નાર
દીકરી શું વરે બાપને કાકા કરો વિચાર.

ગર્ધવ—ખાલી બકવાદ મેલ હું છું છોગાળો છેલ
શાને દે છે શીખામણ નકામની.

અર્જુન—મરણ પથારીમાં પડયા તોય તજો નહિ કામ.
કાલે સૌ પોકારશે રામ બોલો ભાઇ રામ.
ખોટા ખેલે શું ખેલ ઓ બુઢ્ઢા વંઠેલ.
છે તૈયારી તારી મસાણની —અરે બુઢ્ઢા૦

નુરજહાન— ૧૬

કલેજવા રે બાંસુરી કી ધૂન લાગી
હું અપને ઘર કામ કરત રહી
શ્રવણ સુનત ઉઠ ભાગી —કલેજવા૦

હિંદુ સૈન્ય— ૧૭

ચાલો યારો, સહુ સરદારો લઇ તલવારો,
તોડો ફોડો પ્રચંડ અરિને
હિમ્મત ધરીને, સબળ રિપુદળ સન્મુખ પડીને
જંગ જગાવો મારો, કાપો; બાંધો છુંદી નાખો—ચાલો૦
થાય જીત યશ છે જગતમાં
રણમાં જો મરશો, ભવથી તો તરશો
સ્વર્ગે વિચરશો જરીયે ન ડરશો
માલિક માટે, શિરને સાટે, તન મન વારો, જાન નિસારો
અવસર આવો સારો આવે ન ફરીને —ચાલો૦





# અંક ૩જો.

મહોબતખાન— ૧૮

અગમ નિગમ કુદરત તણો મહિમા
ધરમ કરમ તણો ક્ષય થતો જગમાં
કુટિલ અધમ જન ભોગ ભોગવતા —અગમ૦
પૂર્ણ ચંદ્રમા ને રાહુ નડતર
પ્રફુલ્લિત સુમનને સહુ કો ચુંટતાં —અગમ૦

---

નુરજહાન— ૧૯

છો આપ માલીક મુજ હૃદયના આપને ચાહનાર છું
સૌભાગ્ય સમજી હું તમારા, ચરણમાં મરનાર છું —છો૦
ચાહે તો મારાં નયન આ; તુજ પથમાં હું પાથરૂં,
આ પ્રાણ પણ તુજ કારણે, હું અર્પવા તૈયાર છું—છો૦
બદલો વફાદારી તણો, આપ્યો ખરો મુજને તમે,
અલ્લાહથી આ જૂલમની, ફરિયાદ હું કરનાર છું—છો૦

---

૨૦

અર્જુન— આમ આવોરે કાં સતાવો પ્રિયા મુને આમ
પાઓ પ્રીતિ સુધારસ દિલારામ.
રસીલી પાય લાગું હું માગું ચુમીની રસ લ્હાણુ
કાં ન મારો નેન બાણુ — આવો૦

દીવાળી— મીઠી આંખોના જાદુ ચલાવો
જરા ધીરે ધીરે આમ આવો,
જરા લટકેથી ચાલી બતાવો.

અર્જુન— પ્રાણ પ્યારી પ્રેમપ્યાલી સુખકારી તું પાની
રસીલી દિલદાર અરેપાની દિલદાર—આવો૦

---

૨૧

અર્જુન— સલુણી નાર શાણી સુધા સમી સુવાણી
પાઇ પ્રીતિના પાણી આપો અમોલ લ્હાણી
અમારી સંગ રે'શો ન છોડી અમને દેશો
લાખેણા લ્હાવા લેશો

દીવાળી— વ્હાલા અમે પાશું હા પ્રેમની પ્યાલી
જાણે કૃષ્ણ રાધાની જોડી
અમ પ્રીત તુટેના તોડી
કહેજે તું વ્હાલા હેતે કરૂં છોગાળા—સલુણી૦

અર્જુન—સૂકી મળે શેર બાજરી મળે ન જો કંસાર
નારી હોય સુલક્ષણી તોજ સુખી સંસાર—સલુણી૦

---

લયલા— ૨૨

થશો પીયુ જ્યારે મહારાજા રાજના
જશો કચરાઈ સત્તાના ભારમાં
ભાન ભૂલશોજી, સરકારી આ કારોબારમાં—થશો૦

પ્રેમ વિસારી મુજ ફુલાઇ ફરશો
જાન હજારો નિત લેશો
રાજ સેવક સહુ સલામ ભરશે
રોફ તખ્ત પર બેસી કરશોજી સાજના—ધશો૦

---

લયલા— ૨૩

વિશ્વની રચના જોતાં લાગે રૂપાળી,
અંદર દીસે દોજખની અંધારી, વ્હાલા—વિશ્વ૦
મઓલા મદારી તેનો કંડીયો છે દુનીયાં
નાગણુ માયા માંહી પાળી
નજરે તો જોતાં માયા નાગણુ રૂપાળી લાગે
અડતાં તેને તે નાંખે મારી, વ્હાલા —વિશ્વ૦
ઝળકે નિરખતાં તો સુંદર અંગારો
નાંખે તેનો ડાંમ બાળી
ઢોલકી મઢેલી જોતાં ભરેલી ઉપરથી લાગે
અંદર તો જોતાં, મળે ખાલી, વ્હાલા —વિશ્વ૦

---

નુરજહાન-- ૨૪

જાલિમ મારૂં જીવન છુટી જાય
ભોગ વિલાસ મુજ સમણાં થયાંરે
દિલ આ દીવાનું થયું હાય —જાલિમ૦
સ્નેહી સગાં સહુ સુખનાં સંગાથી
દુઃખમાં કરે ના કોઇ સ્હાય —જાલિમ૦

---

લયલા— ૨૫

કીધાં હોય જેવાં પુણ્ય પાપ, ફળ પામે તેવાં માનવી હોજી
વાવી બીજો બાવળ તણાંરે આમ્ર ફળોનાં ફળે
અન્યને દુઃખી કરવા જતાંરે, નિજનેજ દુઃખ મળે
શિક્ષા એ સાચી જાણવી હોજી —કીધાં૦
બાંધી પાલખ જે મ્હેલ ચણે તે ઉપર રોજ ચડે
કુપ કરે જે ધરતીને ખોદી નીચે તે ઉતરે
અનીતિ તેથી ટાળવી હોજી —કીધાં૦






# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો મુંબઇ ગુજરાતી નાટક મંડળીનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે. વી.પી થી મોકલવામાં આવશે નહીં.

૧ સૌભાગ્ય-સુંદરી.
૨ વિક્રમ ચરિત્ર.
૩ કામલતા
૪ મધુ-બંસરી.
૫ સુધા-ચંદ્ર
૬ સ્નેહ-સરિતા.
૭ મેઘ-માલિની.
૮ આનંદ-લહરી
૯ પ્રતાપ-લક્ષ્મી.
૧૦ કુલીન કાન્તા.
૧૧ હરિશ્ચંદ્ર.
૧૨ કનક-તારા
૧૩ કુંદબાળા.
૧૪ ચંદા ૧૫ રાજ-બીજ.
૧૬ મેવાડનો પ્રતાપીચંદ.
૧૭ દુઃખી બાઇ બ્હેન.
૧૮ પ્રેમકળા
૧૯ માનસિંહ-અભયસિંહ.
૨૦ મુળરાજ સોલંકી.
૨૧ સુંદર-વેણી.
૨૨ રસીક-મણી.
૨૩ બારિસ્ટર
૨૪ રામ ચરિત્ર
૨૫ જયરાજ
૨૬ પુષ્પસેન-પુષ્પાવતી
૨૭ નૃસિંહાવતાર.
૨૮ તિલક કુમાર.
૨૯ કરણ ઘેલો.
૩૦ વીર મંડળ.
[illegible]હિની.
[illegible]ાંગીર શાહ ગૌહર.
[illegible] અજબ કુમારી.
૩૪ નળ-દમયંતી
૩૫ લલિતા દુઃખ દર્શક.
૩૬ લક્ષાધિપતિનો રમણ
૩૭ સંગતનો રંગ
૩૮ દાગે હસરત.
૩૯ નેક અંજામ.
૪૦ જુગલ જુગારી.
૪૧ નંદબત્રીસી
૪૨ નવલશા હીરજી.
૪૩ ચંદ્રભાગા.
૪૪ વસંત-પ્રભા
૪૫ સંગતનાં ફળ.
૪૬ વિશ્વલીલા.
૪૭ તિલસ્મે ઉલ્ફત.
૪૮ કૃષ્ણ ચરિત્ર.
૪૯ દેવકન્યા.
૫૦ નવલ-કુસુમ.
૫૧ ખાન્દાને ગુલ.
૫૨ રામ-રતન
૫૩ શકુંતલા
૫૪ ભદ્રભામિની
૫૫ વિમળા
૫૬ હોંસીલી હીરા.
૫૭ શ્રી દેવા.
૫૮ કનક-કિશોરી.
૫૯ ગુમાન-તારા.
૬૦ નાગમતિ
૬૧ જહરી અંગુસ્તરી
૬૨ સામ્બ લક્ષ્મણા
૬૩ ભારત સંતાન
૬૪ વીર માનસિંહ.
૬૫ કુમળી કળી.
૬૬ જમાનાનો રંગ.
૬૭ કોલેજની કન્યા.
૬૮ રાહનો પર્વત.
૬૯ કાશ્મીરનું પ્રભાત
૭૦ મોહક મહિલા